# શ્રી. બ. ક. ઠાકોરની સાક્ષરતાની સફળતા

[ 'ગુજરાતી'ના સંવત્ ૧૯૯૫ ના દીપોત્સવી અંકમાંથી ઉદ્ધૃત ]

અરદેશર ફરામજી/ખબરદાર

સંવત ૧૯૯૫]

[સને ૧૯૩૯

# કવિશ્રી અરદેશર ફ. ખબરદારનાં પુસ્તકો

| ગુજરાતીમાં | | રૂ. આ. પા. | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | કાવ્યરસિકા ... ... ... | ૧– ૮–૦ | (૧૮૮) |
| ૨ | વિલાસિકા ... ... ... | ૧– ૮–૦ | (૨૦૦) |
| ૩ | પ્રકાશિકા ... ... ... | ૧– ૪–૦ | (૧૮૨) |
| ૪ | મલબારીનાં કાવ્યરત્નો ... ... | ૩– ૦–૦ | (૪૫૦) |
| ૫ | ભારતનો ટંકાર (બીજી આવૃત્તિ) | ૧– ૦–૦ | ( ૯૦) |
| ૬ | સંદેશિકા ... ... ... | ૧– ૦–૦ | (૧૮૮) |
| ૭ | કલિકા ... ... ... | ૨– ૦–૦ | (૨૬૦) |
| ૮ | ભજનિકા ... ... ... | ૧– ૪–૦ | (૧૬૦) |
| ૯ | રાસચંદ્રિકા ભાગ ૧ લો ... | ૦–૧૪–૦ | (૧૨૦) |
| ૧૦ | દર્શનિકા ... ... ... | ૩– ૦–૦ | (૪૩૨) |
| ૧૧ | પ્રભાતનો તપસ્વી અને કુક્કુટદીક્ષા (બીજી આવૃત્તિ) ... | ૦– ૮–૦ | ( ૭૦ ) |
| અંગ્રેજીમાં | | | |
| ૧૨ | The Silken Tassel ... ... | ૨– ૮–૦ | (૧૩૬) |

## હવે પછી છપાશે

૧૩ કલ્યાણિકા

૧૪ રાસચંદ્રિકા ભાગ ૨ જો

૧૫ રાષ્ટ્રિકા

૧૬ પ્રભાતગમન (લાંબું વર્ણનકાવ્ય)

૧૭ કેટલાંક પ્રતિકાવ્યો

૧૮ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય

૧૯ મનુરાજ નાટક (અખંડ પદ્યમાં)

૨૦ અમરદેવી નાટક

૨૧ યુગરાજ મહાકાવ્ય

૨૨ ગદ્યસંગ્રહ

૨૩ Leaf and Flower

૨૪ The Rest-House of the Spirit

### ચેતવણી

# શ્રી. બ. ક. ઠાકોરની સાક્ષરતાની સફળતા

## ઉપક્રમ

"આપણી કવિતાસમૃદ્ધિ"ની પહેલી આવૃત્તિ હવે યુનિવર્સીટીએ પાઠ્યપુસ્તક લેખે નીમી, તેથી એ પુસ્તકના સંપાદક શ્રી. બ. ક. ઠાકોરે ભારે ઉતાવળમાં તેની નવી આવૃત્તિ હાલ બહાર પાડી છે. એ વૃદ્ધ સાક્ષરની મનોદશા હું કેટલાંક વર્ષથી નોંધતો આવ્યો છું, અને કેટલાયે વર્ષથી એ ચોક્કસ પ્રચારકાર્ય પ્રચ્છન્ન રીતે કરતા આવ્યા છે, તેની પ્રત્યક્ષ પ્રતીતિ મને એમના આ પુસ્તકની નવી આવૃત્તિથી થવા પામી છે.

એમની પ્રસ્તાવનામાં એમના અનુયાયીઓ પાસે એમની પોતાની સાક્ષરતાની, સાચી કવિતાપારખુ શક્તિની, વગેરે ઘણી ઘણી પુલાશ હાંકી છે, અને પોતાની તુલનાશક્તિ કેવીક નિષ્પક્ષપાત છે તેની ડાંડી પણ એમણે સારી પેઠે પીટી છે. કાવ્યરચનાને લગતી એમની પોતાની કેટલીક અશક્તિમાંથી ઉપજેલી વિલક્ષણ અસંગતિઓને પકડી રાખીને તેનેજ ખરી શક્તિ મનાવવા એમણે ખૂબ મથન કર્યું છે, અને એમની એ વિચિત્ર મનોદશાને આધીન થઇને પોતાના સમર્થ પ્રતિસ્પર્ધીઓ સામે એમણે જીવનભર પ્રચારકાર્ય કર્યાજ કીધું છે. નરસિંહરાવની કવિતા તો ટાપટીપિયા કવિત્વપદાવલિવાળી, "નાનાલાલની કવિતા ધુમાડાના ગોટા જેવી," અને ખબરદારની? છટ! એ તો અર્થહીન શબ્દાવલિ, એ કાંઇ ઊંચી કવિતા નથી, એ "જેમ વધારે કવિઓ સમજી લે તેમ તેમના હકમાં સારું છે." અસ્તુ. (આ "જેમ વધારે" અવ્યયો "કવિઓ"ની આગળ કે પાછળ મૂકયાથી ગુજરાતી ભાષાનો શુદ્ધ અન્વય થાય, તે તો શ્રી. ઠાકોરનું અર્થભર્યું મગજ જ નિર્ધારી શકે!)

બહારથી જુદું બતાવવા છતાં કીર્તિ, મહત્તા, લોકપ્રિયતા વગેરેની પાછળ એ કેટલા દોડયા છે, અને તે માટે કેટલું પ્રચારકાર્ય મહાખંતથી એમણે કર્યું છે તે તો એમનું જ એક કહેવાતું "સોનેટ" "સર્જક કવિ અને લોકપ્રિયતા" બતાવી આપે છે. એમની મનોદશામાંથી જે જે સૌમ્ય ઉક્તિઓ અમારે માટે નીકળી છે, તેવી અર્થભારવાળી ઉક્તિઓ હું ઉચ્ચારી શકું નહીં.

"આપણી કવિતાસમૃદ્ધિ"ની નવી આવૃત્તિ એ કાંઇ વિવેચનનો ગ્રંથ નથી, પણ યુનિવર્સીટીના શિષ્યો માટેનો શિક્ષણગ્રંથ છે, અને તેને માટેજ એમણે એને ભારે ઉતાવળથી સંયોજી પ્રગટ કીધો છે, એમ એ પ્રસ્તાવનામાં કહે છે. કવિતાસમૃદ્ધિમાં તો જુદા જુદા કવિઓની અમુક અમુક વિષયો પરની ઉત્તમ ને લાક્ષણિક કવિતાઓજ આવવી જોઇએ. જે કવિતા એમને મતે નિર્માલ્ય હોય તે કવિતાસમૃદ્ધિમાં ખાસ સ્થાન પામવા લાયકજ ન હોય. અને "સમૃદ્ધિ"માં ગણ્યા અને લીધા પછી તે પર અથથી ઇતિ સુધી ખરી ખોટી ટીકા ઉઘાડા દ્વેષભાવથી કર્યાજ કરવી, તેમાં શું પેલી એમની મહાબુદ્ધિની પરાકાષ્ઠા હશે? કે એમની સાક્ષરતાની સફળતા હશે? કે એમના સૌજન્યની સિદ્ધિ હશે? સમકાલીન વિદ્યમાન કવિઓની કવિતામાંથી થયેલા અનેક શિષ્ટ સંગ્રહોમાં કે શિક્ષણ ગ્રંથોમાં એમણે ઉપલા પુસ્તકના ૧૪૧ મે પાને જેમ લખ્યું છે તેમ ટીકા કરવાને જ ખાતર–અને તે પણ જાણી જોઇને ખોટી ટીકા કરવા કોઇ પણ અંગ્રેજ વિવેચકે કે આપણા દેશના વિવેચકે આજ સુધી એવો ઉઘાડો અવિવેક કર્યો નથી.–કોઇ પણ સજ્જન તેમ કરે નહીં. કવિ પોતાની કૃતિ પાઠ્યપુસ્તકના કે એવા કોઇ બીજા પુસ્તકના સંગ્રાહકને પોતાની ઉપર અંગત ટીકા કરાવવા કે પોતાની રજા આપેલી કૃતિ પર ખરી ખોટી ટીકા કરવા કે તેનો ખોટો અર્થ ઉઠાડવા આપે જ નહીં. પણ અહીં તો આ સૌજન્યની અને ન્યાયની મૂર્તિએ વિદ્યમાન કવિની કે તેના પ્રકાશકની રજા તે કવિની કાવતા પોતાના સંગ્રહ માટે લેવા કાજે મેળવવાની પરવા જ કરી હોય ત્યારે ને? જર્મન સરમુખત્યાર હિટલરે જે કાલમાં યૂરોપમાં ને દુનિયામાં પોતાની જુલમજહાંગીરી પ્રગટ કીધી, તે કાલમાં ગુજરાતી કાવ્યસાહિત્યના આ નવીન હિટલરે પોતાની જહાંગીરી પ્રગટ કરી દીધી છે. એમની સત્તા જાણે હવે તો અનાહ્વાન (unchallen-geable) ગણાય!

**ગ્રંથસ્વામીત્વ (Copy-right)**

રા. ઠાકોરે પોતે ત્રણ ચાર વર્ષથી જાહેર કરી દીધું છે કે પુરસ્કાર લીધા વિના એ કોઇને પોતાની કૃતિ પ્રગટ કરવા આપશે નહીં. પોતાનાં પુસ્તકોના 'કોપી રાઇટ' માટે પણ એ બહુ સંરક્ષક રહે છે, ને તેનો કોઇ પણ ભંગ ન કરે તે માટે પુસ્તકમાં લાંબી નોંધ મૂકે છે. તો પછી રા. ઠાકોરે મારી જે બે કવિતા એમના સંગ્રહમાં લીધી છે, તે માટે મારી કે મારા પ્રકાશકની રજા લેવી હતી કે નહીં? ન્યાય, વ્યવહાર, સૌજન્ય વગેરેની બડી બડી બાતો શું બીજાઓ માટે જ એમણે "રીઝર્વ" રાખેલી છે? ઇશ્વરની માફક શું એ સૌ વાતથી પર છે? આજે પૂરાં ૭૦ વર્ષે એમનું હૃદય અને એમની પેલી મહાવિચક્ષણ બુદ્ધિ શું કહે છે? એમણે બીજા કવિઓની રજા લીધી હશે કે કેમ તે હું જાણતો નથી, બાકી નવીન કવિઓ તો એમને બારણે પેલી ન્હાસભાગ કરતી કીર્તિને પકડવા પોતાની અપ્રગટ કવિતાઓ સાથે (રા. ઉમાશંકર જોષી જેવા પણ) ધક્કા ખાતા ગયા હતા, તે તો એમણે મહાગર્વ સાથે પોતાની પ્રસ્તાવનામાં કહ્યું છે. એ સંગ્રાહકની તેમજ એ કવિઓની મનોદશા માટે તો વિશેષ કહેવા જેવું નથી. એ વર્ગને તો પોતાની ઉત્તમતા સિવાય બીજું કશું સૂજતું નથી.

રા. ઠાકોરે પોતાના પાડોશીની મિલ્કતમાંથી આ સ્પષ્ટ ચોરી કીધી છે, અને તે માટે એ યોગ્ય ઠેકાણે જવાબદાર તો છે જ. ખૂબી તો એ છે કે એમને ખબર હતી જ કે જો એ મારી પાસે કે મારા પ્રકાશક પાસે રજા લેવા જતે તો એ કૃતિઓ પરની સમજૂતી કે ટીકા અમારી રજા વગર એ છાપી શકતે જ નહીં, અગર એ કૃતિઓ છાપવાની રજા જ મળતે નહીં. જે કવિઓની કવિતાઓ અને જેમનાં આખાં કાવ્યપુસ્તકો મુંબઇ યુનિવર્સીટીના એમ. એ. ના વર્ગ સુધીમાં વર્ષો થયાં પાઠ્ય પુસ્તકો નીમાયાં છે, તેઓને એમના આ શિખાઉ કવિઓના કાવ્યસંગ્રહમાં જગ્યા લેવાની શી ખાસ આતુરતા હોય? અને તે પણ રા. ઠાકોર જેવા પોતાના પ્રતિસ્પર્ધીઓના ઉઘાડા તેજોદ્વેષી સંગ્રાહકના? એટલે જ એમણે આ ઉઘાડું ફોજદારી કૃત્ય કર્યું છે. એમની આ ઉમરે કીધેલા આવા કાર્ય માટે તો ઘૃણા જ આવે છે.

ગુજરાતના હવે એ જરી પુરાણા થયેલા સાક્ષરશ્રીની વિચિત્ર મનોદશાનું સૌથી સરસ દૃષ્ટાંત તો ઇ. સ. ૧૯૩૫ માં 'પ્રસ્થાન' માસિકમાં પ્રગટ થયેલા 'હને પવન' નામના એક કચરકૂટિયા કાવ્યમાંથી મળી આવે છે.

એ સાક્ષર એમના અનુયાયીઓને મતે એવા મહાકવિ, મહાવિવેચક, મહાજ્ઞાની, મહાભક્ત, મહાઇતિહાસકાર, મહાઋષિ વગેરે થઇ ગયેલા છે કે આપણા વિશ્વવંદનીય પૂજ્ય મહાત્મા ગાંધીજીને "લ્હને પવન" નામે સંબોધીને તેમની સંયમી વાણીને "ભૂંક ગધાતણી" તરીકે વર્ણવે છે, અને પછી તો મોંભાવ્યાં વિશેષણોથી અને અલંકારોથી તેમને નવાજે છે! સૌજન્યની અને વિવેકની આવી ઊણપ એ જો મહાસાક્ષરતાનું લક્ષણ હોય, તો પ્રભુ એવી મહાસાક્ષરતા કોઇને ન બક્ષે એવી પ્રાર્થના જ કરવી રહી. એમના વિચારપ્રધાન અને અર્થઘન મગજમાં આવી જ 'ભૂંક' ભરેલી હશે, એટલે પછી "યદા યદા મુંચતિ વાકયબાણું"વાળો શ્લોક મનમાંજ સ્મરીને મૌન સેવવું ઇષ્ટ છે.

મારી કે મારા ગ્રંથોના 'કોપીરાઇટ' ધરાવતા પ્રકાશકની રજા વગર એમણે જે બે કવિતા "આપણી કવિતાસમૃદ્ધિ"ની નવી આવૃત્તિમાં લીધી છે તે "કલિકા"ની "સૌંદર્ય"ની પાંદડીમાંથી "પ્રિયાવર્ણન" નામનો એક નાનો વિભાગ છે, અને બીજી કવિતા તે "વિલાસિકા"-માંની રા. નરસિંહરાવના ખાસ અવલોકનથી જાણીતી થયેલી "સનાતન અંધાર" નામની છે. પ્રસ્તુત પુસ્તકના "નિવેદન"માં એમણે જે ખુલાસો લખ્યો છે, તેનાથી તદ્દન જુદું વર્તન એમણે કવિતાઓ પરના એમના વિવરણમાં દેખાડયું છે, એટલે એ બંનેમાં અસંગતિદોષ છે. પુસ્તક "નિવેદન"ના ૧૪ મે પાને ટીપમાં એ લખે છે કે "નીચેના કવિઓની તે (એટલે પહેલી) આવૃત્તિમાં લીધેલી કૃતિ ત્યજી દઇ, અત્ર બીજી (અને આશા છે કે તેના કરતાં વધારે સારી વા લાક્ષણિક) લીધી છે,' અને એ "નીચેના કવિઓ"માં પ્રથમ મારું જ નામ છે. જો "વધારે સારી વા લાક્ષણિક" લીધી, તો વિવરણમાં તે છેક નમાલી, અર્થહીન કેમ થવા પામી? એ કોયડાની કૂંચી ૨૫ મા કાવ્યના એમના વિવરણમાં ૧૪૧ મે પાને જડે છે. એ લખે છે કે "કેટલીક કૃતિઓનું તેજ સામાન્ય વાચકોને ખાસ આકર્ષે છે, પરંતુ રત્નપારખુ તેને ધુવે સમારે છે, અને છે એવી દેખાડી દે છે, ત્યારે તે તેજ ઉતરતા પ્રકારનું અરે બનાવટી ખોટા સોનેરી (?) જેવું છે તે સાચી હકીકત પકડાઇ જાય છે. શિખાઉ અને જિજ્ઞાસુ માટે ચોપડી લખતા વિવેચકની ફરજ આ બંને જાતના થોડા નમુના પણ લેવાની છે. વગેરે," એ વિધાનનો વિવેક એમણે પછી એવો કીધો કે ઉત્તમ નમૂના લેવા તે નાના ને નવીન કવિઓની કવિતામાંથી, ને અધમ નમૂના લેવા તે એમના જાણીતા

પ્રતિસ્પર્ધીઓની કવિતામાંથી! એ નમૂના પણ અધમ છે કે કેવા તે તો આપણે હવે પછી તપાસી જોઇશું, અને તેમાંથી એમના હૃદય ને બુદ્ધિની વિચિત્ર દશાની ખાતરી કરી લઇશું.

## પ્રિયાવર્ણન

હવે આપણે પ્રથમ કવિતા "પ્રિયાવર્ણન" ઉપરનું એમનું વિવરણ તપાસીએ. એ વિવરણ અથથી ઇતિ સુધી ખોટા આરોપ, ખોટા અર્થ અને ખોટાં વિધાનોથી ભરેલું છે, જે એમના જેવા વૃદ્ધ સાક્ષર માટે, નરમમાં નરમ શબ્દોમાં કહું તો, શરમભરેલું છે. જોઇએ:

પ્રથમ તો એ કવિતાના છંદ માટે એમણે સમજ આપી છે, તે સાવ ખોટી છે. આખું ગુજરાત તેર વર્ષથી જાણે છે કે એ છંદ "મુક્તધારા" છે અને તેને મેં 'વર્ણમેળ' નહીં પણ "પ્રયત્નમેળ" કહ્યો છે. એ નવા છંદ માટે મેં એક ખાસ લેખ "કલિકા" માંજ લખેલો છે, અને તેમાં પહેલીજ વાર મેં ખરો પ્રયત્નમેળ છંદ કેમ લખી શકાય અને તેજ આપણી ભાષાના શબ્દોનાં ઉચ્ચારણ જાળવી શકે, તે માટે વિસ્તારથી વિવરણ કીધેલું છે. તેમ છતાં રા. ઠાકોર પોતાની આંખો બંધ કરી દઇને એના છંદને "મનહરજાતિ" નો છંદ કહે છે! વળી તે પર એ પ્રવચન પણ કરે છે કે ગુજરાતી શબ્દોના ઉચ્ચારણમાંની ચોક્કસ લઘુશ્રુતિઓ આખી બોલાતી નથી પણ દ્રુત બોલાય છે, તેથી આ છંદ વર્ણમેળ હોવાથી તેમાં તે શ્રુતિઓ આખી બોલવી પડતી હોવાથી આ જાતિના છંદ ગુજરાતીમાં લોકપ્રિય થઇ ના શકે. ધન્ય છે રા. ઠાકોરની જાદુઇ કલમને! ચોર ઉલટો કોટવાલને દંડે તેવી અધમ નીતિ એમણે આ ખોટા વિવરણમાં ધારણ કીધી છે! જે વાંધો મેંજ એ બધા સાક્ષરોના અક્ષરમેળ રૂપમેળ છંદોની રચના માટે ઉઠાવેલો, ને જેના નિવારણ માટે મેં પ્રયત્નમેળ છંદ બાંધી એ ઉચ્ચારણવિધિની શુદ્ધતા જાળવવાનો માર્ગ બતાવેલો, તે જાણે રા. ઠાકોરે જ શોધ્યો હોય ને જાણે હું એ વસ્તુથી અજ્ઞાન હોઉં તે એ મને બતાવતા હોય, એવી હાથચાલાકીનો ખેલ એ મહાસાક્ષર કરી બતાવે છે! અફસોસ! તેજોદ્વેષ માણસને કેટલો નીચે પાડે છે! વાચકને મારી વિનંતિ છે કે મારી "કલિકા"માંનો એ "મુક્તધારા છંદ" પરનો નિબંધ તે બરાબર વાંચે, અને પછી તે રા. ઠાકોરના આ વિવરણ સાથે સરખાવે, અને પછી જુએ કે આ વિવરણ કેટલું અસત્ય, દુષ્ટ અને ખોટે માર્ગે દોરવનારું છે! સાક્ષરતાની આ પહેલી સફળતા!

(૨)

હવે એ જ વાતના અનુસંધાનમાં એ લખે છે કે "પારસી ઉચ્ચારણમાં ગુજરાતીઓના ઉચ્ચારણ કરતાં કંઇક "પ્રયત્ન (stress)" ની આદત વિશેષ હોવાથી પારસી કવિને ઉપલી દલીલ પૂરતી વજનદાર નયે લાગે. અસ્તુ. આ પિંગલ પૃથક્કરણની વૈજ્ઞાનિક વિગતને આથી વધારે જગા ન ઘટે."

સદ્દગત નરસિંહરાવને "પારસી–વા" (હડકવા, ધનુર્વા, તેમ પારસી–વા Parsiphobia) હતો, તેનો મને અનુભવ થયો હતો, પણ નરસિંહરાવ મરી ગયા, એટલે હવે રા. ઠાકોરને પણ એ વા ઉડયો લાગે છે. આ 'પ્રયત્ન' ની વાત કોઇ પારસીએ શોધી કાઢી નથી કે પારસી ઉચ્ચારણમાં હિંદુ ઉચ્ચારણ કરતાં પ્રયત્નની આદત વિશેષ નથી જ, તેની હુ ખાતરી આપું છું. પ્રયત્ન તો છેક વેદકાળમાં હતા, અને ત્યાર પછીની બધી બોલાતી જીવંત ભાષામાં તે હસ્તી ધરાવે છે જ. ગુજરાતી ભાષામાં હિંદુ ઉચ્ચારણમાં એ પ્રયત્ન ઉઘાડો છે, તે આપણા પ્રખ્યાત વ્યાકરણશાસ્ત્રી સદ્દગત કમળાશંકર ત્રિવેદીએ એમના "બૃહદ્ વ્યાકરણ"માં ખુલાસાવાર જણાવેલું છે, અને અનેક દૃષ્ટાંતોથી ત્યાં સાબિત કરેલું છે કે પ્રયત્ન કયાં હોય છે અને કયાં નથી હોતો. આ વાત મેં "કલિકા"માં પણ સ્પષ્ટ રીતે દર્શાવેલી છે. એ જાણ્યા છતાં રા. ઠાકોર આ પારસી ઉચ્ચારણનો નવો વાદ કયાંથી લાવ્યા? શું ૨૦–૨૫ વર્ષના એમના શિખાઉ કવિચેલાઓ આગળ આવી ખોટી, સત્યથી કેવળ વેગળી વાતોનાં લવારા કીધાથી સત્ય બહુ વાર ઢંકાઇ રહેશે? હું રા. ઠાકોરને આહ્વાન આપું છું કે 'બૃહદ્ વ્યાકરણ'માં આ 'પ્રયત્ન'નું પ્રકરણ છે કે નહીં, ને ત્યાં પ્રયત્નવાદ સ્પષ્ટતાથી સાબિત કરેલો છે કે નહીં. પણ આ કોમીવાદ સાહિત્યના પ્રજાતંત્રમાં પણ રા. ઠાકોર એમના સંકુચિત હ્રદયથી ઘુસાડે છે, તે શોચનીય જ છે. સાક્ષરતાની આ બીજી સફળતા!

(૩)

અને આ "પિંગલપૃથક્કરણની વૈજ્ઞાનિક વિગત"થી માહિતગાર પિંગલશાસ્ત્રીનું વિજ્ઞાન જુઓ: "પ્રયત્ન" એટલે accent, પ્રયત્ન એટલે stress નહીં, એ પણ શું રા. ઠાકોરને માલુમ નથી? Stress એટલે તો તાલ જેને લૅટિનમાં ictus કહે છે. Stress એટલે લય (rhythm) સાધવા માટે પદ્યમાં જે નિયમિત લયબિંદુ એટલે તાલ રાખવામાં આવે છે તે.

અને accent એટલે શબ્દના ઉચ્ચારમાં શબ્દની કોઇ એક શ્રુતિ પર જે ખાસ સ્વરભાર આવે છે તે. રા. ઠાકોર આટલું પિંગલવિજ્ઞાન એકવાર ફરીથી ગોખીને સ્મરણમાં રાખે તો સારું, નહીં તો એમના શિખાઉ કવિઓ પણ આવો જ ખોટો સંભાર મગજમાં ભરી રાખીને વધારે ગોટાળા કરશે. સાક્ષરતાની આ ત્રીજી સફળતા!

(૪)

આ "પ્રિયાવર્ણન" કવિતામાં રા. ઠાકોરે કેટલાક શબ્દના ખોટા અર્થ કર્યા છે. બીજી પંક્તિમાં "દીધો નહીં એવો કદી ભારી કો હિસાબ" એનો અર્થ એમણે ઉલટો કર્યો છે. "ભારી" એટલે "ભારે મુશ્કેલી" નહીં, પણ "મુશ્કેલ" છે. એ નામ નથી પણ વિશેષણ છે. "ભારી" એ નામ છે એ તો રા. ઠાકોર નવું વ્યાકરણ લખે તેમાં ગુજરાતીઓને ભલે તે એમ શીખવે. વળી એ આખી પંક્તિનો અર્થ એમ છે કે "આવો મુશ્કેલ હિસાબ કરવા મને કોઇએ કદી આપ્યો નથી." "મેં કોઇને ગણી આપેલો નથી" એવો અર્થ નથી.

દસમી પંક્તિમાં "હિમપાશ" એ એમના મિત્રના સૂચવ્યા પ્રમાણે છાપની જ ભૂલ છે. "હિમરાશ" એટલે હિમ=બરફનો પુંજ=ઢગલો.

૧૫–૧૬ પંક્તિમાં રા. ઠાકોર ભારે ગુંચવાઇ ગયા લાગે છે. "અમલ કમલ સુખમલ જેવી પ્રિયા મારી" એમાં "અમલ"નો અર્થ "હાકમી" અને "નિશો" કરવા પંક્તિના કયા પરાપૂર્વ સંબંધથી એમને સૂઝ્યું છે? "અમલ" વિશેષણ છે, એ સંસ્કૃત શબ્દ છે, અને સંસ્કૃત કોષમાં તેમજ આપણા "જોડણી કોષ"માં પણ એનો અર્થ "નિર્મળ" કરીને આપેલો જ છે. "અમલ" એ "કમળ"નું વિશેષણ છે, એની પછી અલ્પવિરામ છે તે છાપભૂલ છે. ૧૬ મી પંક્તિ "એવી ગોરી, એવી મૃદુ, એવી મીઠી એહ," એમાંનું 'ગોરી' વિશેષણ "મુક્તધારા"ની આ કડીની પહેલી બે પંક્તિમાં આલેખ્યા જેવી "ગોરી," 'મૃદુ' વિશેષણ ત્યારપછીની બે પંક્તિઓમાં આલેખ્યા જેવી "મૃદુ," અને "મીઠી" વિશેષણ ત્યાર પછીની બે પંક્તિઓ(૧૩–૧૪)માં જણાવ્યા જેવી "મીઠી" છે. આવી સરલ રચનાને પણ જાણી જોઇને વિપરીત અર્થમાં ગુંચવાવી નાખવા જવું એ તો એમની અતિસાક્ષરતાની પરાકાષ્ઠા જ છે. "વિવેચક"ની સમજશક્તિ શું આવી જ તીવ્ર હશે? "બુદ્ધિએ અર્થ પૂછવો જ

નહીં ?" એવી એ સાક્ષરશ્રી ટકોર કરે છે, પણ 'બુદ્ધિ' અને 'હૃદય' ઠેકાણે હોય તો આવું પાણી વલોવી માખણ કાઢવા જાય જ નહીંને, મહાસાક્ષરશ્રી! જરા પાછું વાંચીને બરાબર સમજોને? ના સમજાય. તો હું તો હજી જીવતો છુંને? મને સૌજન્યથી પૂછાવ્યું હોત તો 'બુદ્ધિ'નો આવો વિતંડાવાદ કરવાનું કારણ જ ન રહેતે. અસ્તુ. બુદ્ધિ રા. ઠાકોર-માં જ છે ને બીજા બધા કવિઓ તો બુદ્ધિ વગરનાજ જન્મેલા હોય, એવી દુનિયા એમનો મદ સંતોષવા પ્રભુએ હજી બનાવી નથી. રા. ઠાકોર તેજોદ્વેષમાં બુદ્ધિ ઉલટાવી બેઠેલા લાગે છે. સાક્ષરતાની આ ચોથી સફળતા!

(૫)

અને હવે, આ કવિતાનો સૌથી વિપરીત અર્થ તો એની ૨૦-૨૪ પંક્તિઓનો એઓશ્રી કરે છે, તેમાં તો એમની કવિતા સમજવાની શક્તિએ 'કમાલ' જ કીધી છે! વાંધો એટલો જ છે કે એમણે પોતાની ધૂંધમાં "કલિકા" કદી પૂરી વાંચી તેનો ધ્વનિ સમજવાની પરવા જ નથી કીધી. "કલિકા"ના "સૌંદર્ય" વિભાગમાં સ્થૂળ સૌંદર્યનું તેમજ સૂક્ષ્મ સૌંદર્યનું વર્ણન કીધેલું છે. પ્રેમાનંદ ભટ્ટના દમયંતી વર્ણન સાથે સરખામણી કરવી જ હતી તો આ આખો સૌંદર્ય વિભાગ ઉતારવો હતો, તોજ નખશિખ વર્ણન આપી શકતે. અને જે સૂક્ષ્મ સૌંદર્યનું વર્ણન "કલિકા"માં છે તે પ્રેમાનંદ ભટ્ટના વર્ણનમાં છેજ નહિ તે પણ વાચક જોઇ શકતે. ખેર, પણ જે થોડી કડી એમણે શોધી શોધીને ખાસ દોષજ બતાવવા ચૂંટી મૂકી છે, તે કડીઓએ એમની પેલી બહુ ઊંડી બુદ્ધિને ને વિવેચનશક્તિને ભૂલાવામાં નાખી દીધી છે. એમણે પ્રારંભની જે છ કડીઓ લીધી છે, તેમાં નખશિખ વર્ણન છેજ નહિ. એમાં માત્ર બહારની ચામડીની ગોરતાનું વર્ણન પ્રારંભની ચાર કડીઓમાં છે, અને પછીની બે કડીમાં મુખનું ને સામાન્ય સૌંદર્યનું વર્ણન છે. નખશિખ વર્ણન-સ્થૂળ સૌંદર્યનું-તો એ લીધેલી છ કડીઓ પછીની બીજી ત્રણ કડીઓ ગયા બાદ "કલિકા"ની ૩૯ મી કડીથી ૮૩ મી કડી સુધી એટલે ૪૫ કડીઓ સુધી લંબાયેલું છે, અને ત્યાર પછીની ૨૩ કડીમાં સૂક્ષ્મ સૌંદર્યનું વર્ણન છે.

આ "ગોરતા"ના વર્ણનવાળી બીજી કડી ('કલિકા'માંની ૩૨ મી કડી) નીચે પ્રમાણે છે;

શરદના ચંદ્ર જેવી ગોરી ગોરી પ્રિયા મારી,
પૂર્ણિમાની ચાંદનીની રૂપા કેરી રેલ!
અમૃતના કુંભ એના છલોછલ ભર્યા લાગે,
જાણે આત્મશ્વેતતા છે ઉભરી રહેલ;
અમૃતના કુંભ એના છલોછલ ભર્યા દેખી,
તૂટી જાય મુનિનાં યે તપ અને ટેક;
રે એ કુંભ પામું હું તો અમી એનું લૂંટું એવું,
પડવા ન દેઉં નીચે બિંદુ પણ એક!

દલગીર છું કે આ કડીમાં રા. ઠાકોરની પેલી સૂક્ષ્મ બુદ્ધિએ એમને અજૂડ છક્કડ ખવાડી છે, અને તેમાં નહીં હતું તે એમણે વિચક્ષણતાથી જોઇ નાખ્યું છે, અને મારી રંક સુરુચિ ઉપર પણ એમણે ધા કરી દીધો છે. પણ–પણ–એમના એ કડીના કીધેલા વિપરીત અર્થ ઉપરથી એમનું માનસ પકડાઇ જાય છે, અને Psycho-analysis એટલે મનોવિશ્લેષણથી એમનું ગુપ્ત મન હજી કયાં ભમે છે, તે ચતુર વાચક તો સમજી શકશે. રા. ઠાકોર આ કડીની છેલ્લી પંક્તિઓ બરાબર વિવેકથી સમજવાનો પ્રયત્ન કરતે, તો જે વિપરીત અર્થ આ કડીને વળગાડી દીધો છે–ખાસ ટીકા કરવાજ–તેમ તેઓ કરતે નહીં.

એ કડીમાં "અમૃતના કુંભ"નો અર્થ એમના માનીતા સંસ્કૃત કવિઓના ચર્વાઇ ગયેલા સ્તનવર્ણનના સંબંધમાં એમણે ઉપરચોટિયા વાચનથી લઇ લીધો છે. જો એને એ "સ્તન"ના અર્થમાં લે છે, તો તેનો સંબંધ એઓશ્રી છેવટની બે પંક્તિઓ સાથે કેવી રીતે ઘટાવશે? તેમાં જે લખ્યું છે તે પ્રમાણે શું (વાચક! મને આ સ્પષ્ટ અર્થ કરવા માટે માફ કરશી–સુરુચિનો ભંગ કોણ કરે છે તે હમણાં જ જોઇ શકાશે) પુરુષ પોતાની જ પત્ની કે પ્રિયાનાં સ્તન ધાવે છે? રા. ઠાકોરનો અનુભવ શું એવો છે? અહો મહાસાક્ષરશ્રી! આપ હિંદુ છો તેથી હું પૂછું છું કે હું તો પેલો પારસી છું તેથી પારસીઓ માટે તો મારો અનુભવ એવો નથી એમ હું સ્પષ્ટ કરું તો કાંઇ વાંધો છે! આ પ્રશ્ન એમણે જાહેરમાં ઉઠાવ્યો છે, તો મારે આ સ્પષ્ટ કરવુંજ રહ્યું. રા. ઠાકોર કયાં ભટકાઇ પડયા છે? એમની મહાન્ બુદ્ધિ શું આટલે જ આવીને અટકી ગઇ? એમને કશી ખટક નડી નહીં, કે કવિ આવું કેમ લખી શકે! જરા તો વિચારપ્રધાન મગજનો તંતુ ખેંચવો હતો ને? હોય, તેજોદ્વેષમાં બુદ્ધિ બહેર મારી જાય છે, તેનું દૃષ્ટાંત આ પહેલું જ નથી.

આ કડીમાં અર્થ સ્પષ્ટ છે, જો વર્ણન વિષયને અને પંક્તિ પંક્તિના ભાવાર્થને તથા પરાપૂર્વ સંબંધને બરાબર સમજીને આગળ વધે તો. હવે આપણો ખરો અર્થ જોઈએ: "પ્રિયા શરદના ચંદ્ર જેવી ગોરી છે-જાણે પૂર્ણિમાની ચાંદનીની રૂપાની રેલ ચાલી હોય તેવી ગોરી છે. "અમૃતના કુંભ એના" એમાં 'એના' એટલે એ રૂપાની રેલ વહે છે જેમાંથી તેના. પૂર્ણિમાનો આખો ચંદ્ર તે અમૃતનો કુંભ, તેમ જ પ્રિયાનું આખું અંગ-તેનાં ઉપાંગો, હાથ પગ વગેરે બધાં ઉપાંગ મળીને તે પ્રિયાના અંગોપાંગરૂપી અમૃતના કુંભ. આ કડીમાં 'સ્તન'નું વર્ણન છેજ નહીં. હવે આગળ અર્થ કરીએ. પ્રિયાના આખા શરીરના એ અમૃતના કુંભ રૂપાની રેલથી છલોછલ ભરેલા લાગે છે, તે જાણે પ્રિયાના આત્માની જે આંતરશ્વેતતા-અંદરની ગૌરતા, શુચિતા, પવિત્રતા-છે, તેજ જાણે આ એના શરીર રૂપી અમૃતના કુંભની બહાર ઉભરી નીકળેલી છે! આવી સુંદર ને સૂક્ષ્મ ઉત્પ્રેક્ષા છે, તે રા. ઠાકોરથી નહીં જ સમજાય. એ સમજવાનાં દ્વારજ તેજોદ્વેષથી બંધ થઈ ગયેલાં છે. હવે આગળ અર્થ કરીએ; એવા એ આત્મશ્વેતતાથી ઉભરાઈ રહેલા કુંભને જોઈને મુનિનાં પણ તપ ને ટેક તૂટી જાય: મુનિ-તપેશ્રી એમ ફાંકો રાખે કે તેનાં તપ ને ટેક તેના પોતાના આત્માની શુચિતાથી ભરેલાં છે, પણ એ તેનાં તપ ને ટેક આ પ્રિયાની આત્મશુચિતા આગળ પોતાનો ગર્વ મૂકી દે છે!-જોયું કે સાક્ષરશ્રી? આ કોઈ લઘુગુરુ શ્રુતિઓ ભારે વિચાર ને ગડમથલ કરીને જેમ તેમ ગોઠવીને અર્થહીન પદ્ય લખાયેલું નથી, આ તો સાચી કવિતા છે. એના ધ્વનિ આપશ્રી નહીં સમજી શકો તેમાં અમારું દુર્ભાગ્ય નથી.-અને હવે છેવટની બે પંક્તિઓનો અર્થ જોઈએ: "જો એ કુંભ એટલે આખી પ્રિયાને હું મેળવી શકું તો એના આત્માની જે શુચિતા ઉભરાઈ જાય છે તેને હું એવી ચુંબી લઉં કે તે બહાર ઉભરાઈ જાય નહીં, અને તેનું એક પણ બિંદુ બહાર પડવા દઉં નહીં. એ બધી શુચિતા હું મારા પોતાના આત્મામાં સમાવી દઉં, જેથી હું પણ એવો શુચિ-પવિત્ર થાઉં!"

વાચક જોશે કે આવો સૂક્ષ્મ અને ઉચ્ચ અર્થ રા. ઠાકોરથી સમજાયો જ નથી. એમનાથી શું, મને શક છે કે એમના જેવા આજ કાલના બીજા વિવેચકોથી પણ નહીં સમજાયો હોય તો તેમાં નવાઈ નથી. એ પોતે જ લખે છે કે આ અર્થો બેસાડવા માટે એમને કેટલાક મિત્રોની સહાય મળી હતી. અરે ગુજરાત! આવા સાક્ષરો કવિતાની શી

સેવા કરવાના હતા ? જ્યાં ખરી કવિતાનો ધ્વનિ જ ના સમજાય ત્યાં એ કવિતા વળી બીજાને શી રીતે શીખવવાના હતા ? આ બધા દંભનો કશો ઉપાય નથી. રા. ઠાકોરે ઉપજાવેલો અધમ અર્થ એમના પોતાના મનની જ હીનતા બતાવે છે, કોઇપણ માનસશાસ્ત્રી આ વાતને ટેકો આપશે. વધુ લખવું મિથ્યા છે. સાક્ષરતાની આ પાંચમી સફળતા !

હવે, ૨૫ મી પંક્તિમાં "પ્રિયા કેરી કાંતિ તે તો દેવોની વિશ્રાંતિ જેવી" એમ ઉપમા આપી છે, તે રા. ઠાકોરને સમજાતી નથી. મેં ઉપર જણાવ્યું છે તેમ આ કાવ્યનો સૂક્ષ્માર્થ સમજવાની એમની શક્તિ જ નથી. એઓ પૂછે છે કે "વિશ્રાંતિ જેવી કાંતિ" એટલે શું ? ખરું છે કે એ સાક્ષરશ્રીને "અમૃતના કુંભ"ના એમના કીધેલા જૂના અર્થની સ્થૂળતા જેવી કોઇ સ્થૂળ ઉપમા હોય તોજ એ બુદ્ધિપ્રધાન ને અર્થઘન મગજને તે સમજમાં આવે. પણ આપણે હવે એ કડીનો સૂક્ષ્મ અર્થ જોઇએ: આગળની કડીમાં પ્રિયાની ગૌરતા તે તેની આત્મશ્વેતતા—આત્મશુચિતાનું જ પરિણામ છે, તે આપણે જોયું. હવે એવી આ પ્રિયાની કાંતિ એટલે સુંદરતા તો દેવોની વિશ્રાંતિ જેવી છે, એટલે એ સુંદરતા જે આત્મશુચિતા જ છે તેમાં દેવોને પણ વિસામો લેવાનું મન થાય, એ શુચિતા પર ઠરવાનું મન થાય, એવી છે. એ આત્મશુચિતા છે તો જ આ દુનિયા ઓછી કદરૂપી અને કૂડ લાગે છે ! જડ તે તો જડ જ છે, મુએલી વસ્તુમાં સૌંદર્ય હોતું જ નથી. જડ કે સ્થૂળ વસ્તુનું સૌંદર્ય પણ જે આપણને લાગે છે તે તેમાં વસેલા ગૂઢ ચેતનના ઉભરાવાથી જ. એ ચેતનને કાઢી લ્યો તો પેલું દેખાતું સૌંદર્ય લુપ્ત થાય.'

( ૬ )

એજ પ્રમાણે એની પછીની પંક્તિઓના અર્થનું રહસ્ય વાચક સમજવાનો યત્ન કરશે તો સમજી શકશે. રા. ઠાકોર કહે છે તેમ એમાં "જૂની અતિશયોક્તિઓ ભરેલી છે," તે એમની સમજશક્તિ એમને મુબારક. એ બધી જૂની જેવી લાગતી ઉપમાઓ કે ઉત્પ્રેક્ષામાં નવા પ્રાણ ફૂંકાયેલા છે તે સહજ યત્ને વાચક ઉકેલી શકશે. રા. ઠાકોરને માટે તો હવે મને આશા નથી. હવે પાકે ઘડે કાંઠા નજ ચઢે.

આ કવિતા માટે રા. ઠાકોર છેવટે ટીકા કરે છે કે આવાં વર્ણનમાં ઉંચી કવિતા રહી નથી એમ એમના શિખાઉ કવિઓ સમજી લે તો તેમના હક્કમાં સારું છે. અસ્તુ. જ્યાં કવિતા સમજવાના ગુરુને જ

વાંધા છે ત્યાં શિષ્યો શું સમજવાના ? રા. ઠાકોરે પોતાની સમજશક્તિનું આ પ્રદર્શન એમની ૭૦ વર્ષની વયે બહુ ભવ્ય રીતે મહાગર્વથી ભરી બતાવ્યું છે, તો એમના પ્રેક્ષકો પણ આ એમની ખૂબીથી વાકેફ થતા જાય. કોના હક્કમાં શું સારું છે, તે તો ગુજરાતનો રસિક સમાજ જેને હજી પણ ખરી કવિતાની કદર છે તે સારી રીતે સમજે છે. રા. ઠાકોરનું ઉંધું શિક્ષણ એમની સો વર્ષની ઉંમરે પણ ઉંધું જ પડશે. મુસળમાંથી ડાળી ફૂટેલી કોઇએ જોઇ સાંભળી નથી !

રા. ઠાકોરે આ કવિતાને અધમ જાણી–માનીને જાણીજોઇને તેના બધા દોષ બતાવવા કે દોષ ન હોય તોપણ કલ્પનાથી તે ઉપજાવી દેખાડવા અને પોતાની બુદ્ધિનો દંભ કરવા ચૂંટી હતી. પરિણામ તો ઉલટું જ આવ્યું છે ! કવિતા કયાં છે અને કયાં નથી, અને કવિતાની સમજશક્તિ કાંઇ પેલા વિચારપ્રધાન મગજમાં નહીં, પણ ખરી રસજ્ઞતામાં રહેલી છે, તે હવે સર્વ ગુજરાતી વાંચકો સ્પષ્ટતાથી સમજી શકશે. માત્ર પુસ્તકોમાંના અક્ષરથી પ્રાપ્ત કીધેલી સાક્ષરતા કવિતાના ખરા પ્રદેશથી હજી કેટલે દૂર ભટકે છે, તેનું આ સચોટ દૃષ્ટાંત છે ! જોઇ લ્યો રા. ઠાકોરની સાક્ષરતાની આ છઠ્ઠી સફળતા !

## સનાતન અંધાર

હવે એમના સંગ્રહમાંની મારી બીજી કવિતા "સનાતન અંધાર"ને જોઇએ. મારી બાવીસ વર્ષની ઉંમરે લખાયેલી આ કવિતા આજની મારી પૂરાં અઠ્ઠાવન વર્ષની ઉંમર સુધી ગુજરાતના કવિતારસિક વિવેચકોમાં પણ પૂરેપૂરી અણઉકેલાયેલી રહી છે. ખરું છે કે સદ્ગત નરસિંહરાવે "વિલાસિકા"ના અવલોકાનમાં એ કાંવતાની "ધૃષ્ટ કલ્પના"ની વારે ઘડીએ ઘણી પ્રશંસા કીધેલી છે, અને એનું રહસ્ય ઉકેલવાનો સાચો પ્રયાસ તેમણે કરેલો છે. જેમણે એ જોવું હોય તેમણે તેમના "મનોમુકુર"ના પહેલા ભાગમાં જોઇ લેવું. અહીં તે પાછું ઉતારવાથી નાહકનું લંબાણ થાય. આપણા બીજા જાણીતા વિવેચક રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ પણ "કૌમુદીઃ જાનેવારી ૧૯૩૨"ના અંકમાં મારી "દર્શનિકા" પર લખેલા લેખમાં એ કાવ્યનો ઉલ્લેખ કીધેલો છે, અને નરસિંહરાવથી કાંઇક જુદી કલ્પના કરી એનું રહસ્ય જુદી રીતે ઉકેલી શકાય તેમ કહ્યું છે. કાવ્યના રચનાર કવિએ મૂળમાં જે ભાવાર્થ રાખેલો હોય તેનાથી ભિન્ન ભાવાર્થ

વિવેચકો ઉપજાવી શકે છે, એ વાત તો કાવ્યશાસ્ત્રના અભ્યાસીને માલુમ છે. કોઇક સુભગ પળમાં મળેલી ખરી પ્રેરણાથી રચાયેલું કવિનું કાવ્ય આર્ષવાણી ધારણ કરે છે, અને ત્યારે એ આર્ષવાણીને ઉકેલવા વિવેચકો ને રસજ્ઞો જુદા જુદા ધ્વનિ કાઢી શકે છે. કવિતાની કેટલીક મજા પણ એમાં છે.

નરસિંહરાવે "સનાતન અંધાર"નું મૂળ ઋગ્વેદસંહિતાના ૧૦ મા મંડળની બે ઋચાઓ–तम आसीत्तमसा ઇત્યાદિથી શરુ થતી, તથા नासदासीनो सदासीत्तदानीम् ઇત્યાદિ પંક્તિઓવાળી–ટાંકીને બતાવ્યું હતું કે સૃષ્ટિ પૂર્વે અંધકાર જ હતો, અને એ દૃષ્ટિએ આ કાવ્યમાં સત્યાંશ હતો એમ તેમણે જણાવ્યું છે. અને પછી એ કાવ્યમાંનાં કેટલાક વિશેષણો એ અંધકારના સંબંધમાં ઘટાવતાં તેમને મુશ્કેલી નડી હોય એમ જણાય છે, અને તેથી વચ્ચે વચ્ચે તે ટીકા પણ કરતા જાય છે. અસ્તુ. રા. વિષ્ણુપ્રસાદની ટીકામાં આ કાવ્યનો ઉકેલ મારી મૂળ કલ્પનાની વિશેષ નજીક છે. એમણે "સનાતન અંધાર" એટલે "બ્રહ્મની અનિર્વચનીય માયાનું માયાવી–અમાયાવી પ્રતિબિંબ માત્ર છે," એમ કહ્યું છે. અસ્તુ. પણ નરસિંહરાવ કે બીજા ગણનાપાત્ર વિવેચકો એ કાવ્યમાં કંઇ પણ ખૂબી જોય તે રા. ઠાકોર જેવા મહાસાક્ષરની બુદ્ધિ સહન કરી શકે તેમ નથી. એ કાવ્યના વિવરણમાં રા. ઠાકોર એ સનાતન અંધારની ઝપટમાં આવી ગયા છે, ને તેમાં એવા ગૂંચવાયા છે કે એમનો શ્વાસ તેમાં ઉંચે ચઢી ગયેલો દેખાય છે. પ્રતિસ્પર્ધીને હસવાજ બેઠા ત્યાં પછી 'સાક્ષરા વિપરીતા રાક્ષસા ભવંતિ' થઇ જ જવાય છે. અને ચત્તાનું ઉંધું વેતરી કાઢવા જતાં હાંસીપાત્ર થવાય છે. કોઇ પણ રસજ્ઞ વિવેચક રા. ઠાકોરની ઇર્ષાંધ બનેલી વિવેચનશક્તિનું લીલામ થતું એમના આ વિવરણમાં જોઇ શકશે. પંચોપાખ્યાનની પેલી જાણીતી વાતમાં સિંહની જગ્યાએ બોલકો પશુઓનો રાજા થઇને બેઠો હતો. પણ આખરે આદત મુજબ છેવટે તેનાથી ભુંકાઇ જવાયું એટલે તે પકડાઇ ગયો અને તેને ભાગવું પડયું, તેમ રા. ઠાકોરે ધારણ કરેલી મહાવિવેચકની પદવીનું રહસ્ય આ મારાં બંને કાવ્યો પરનાં એમનાં તેજોદ્વેષી વિવરણોથી પકડાઇ ગયું છે. પાઘડીનો વળ છેડે જ આવે છે.

મારાં કાવ્યો પર આજ સુધી ખરી ખોટી ઘણી ટીકા ગુજરાતના વિવેચકોએ અર્થઘનત્વ, વિચારસમૃદ્ધિ, સાપેક્ષતા, નિરપેક્ષતા વગેરે મિથ્યા વાદોને આગળ કરીને કીધી છે, એ બધાં ઉંધાં વિધાનો પર મને હાસ્ય જ

આવ્યું છે, અને ૨૫–૫૦ વર્ષે ગુજરાતના એ સાક્ષરોમાંથી કોઇકને પણ તલસ્પર્શી અભ્યાસથી કવિતાવિવેચનાનો ધોરી પંથ જડશે એવી શુભાશાથી મેં મૌનજ પકડયું છે. હું કોઇ સાથે વાદમાં એ વિષયમાં ઉતર્યો નથી, ઉતરવા પાલવે તેમ પણ નથી. વાદ કેમ નહીં કરવો અને વિતંડાવાદ કેમ કરવો, અને "છટ, ફટ, અહોહોહો, અધધધ," વગેરે વાણીના ને વાદના અલંકારો કેમ વાપરવા, તેમાં એ જાતના ટીકાખોરો અદ્ભુત ચાતુર્ય બતાવે છે. પણ રા. ઠાકોર હવે બધા સૌજન્યની હદ કુદાવી ગયેલા હોવાથી આ વેળા મારૂં મૌન તોડવાનો આગ્રહ મારા કેટલાક માનનીય સાહિત્યમિત્રો તરફથી થયાથી જ બહુ દલગીરી અને કચવાટથી મારે આ લખવું પડે છે.

"સનાતન અંધાર" ને અધમ કાવ્ય કહી બતાવવા માટે રા. ઠાકોરે આરંભથી ઇતિ સુધી ખોટી જ વ્યાપ્તિઓ બાંધી છે, અને એમાં એમણે પોતાની બધી બુદ્ધિશક્તિ ખર્ચી દીધી છે. વળી સાથે સાથે પોતાનો પૂર્વપક્ષ કેટલો નિર્મળ, કેટલો ઊંડી બુદ્ધિથી ભરેલો ને કેટલો શાસ્ત્રીય છે, તેનું પણ પ્રદર્શન એમણે એમની રીત મુજબ કર્યું છે. સાક્ષરશ્રીએ સિંહ બનીને એમનાં કોલાકૂતરાં આગળ ભલો રંગ બજાવ્યો છે, અને માસ બે માસનું રાજ્ય પણ કરી લીધું છે!

"સનાતન અંધાર" એ કાંઇ આકાશમાં રાત્રિએ દેખાતો અંધાર નથી, કે એ કહે છે તેમ chaos એટલે સંપ્લવ, અસ્તવ્યસ્તતા પણ નથી. આવો અર્થ લીધાથી જ એ કાવ્યમાંના "અંધાર"નાં જે વિશેષણો મેં યોજેલાં છે તે ઘટાવાતાં નથી, ને પછી તેને "નિરર્થક, વિપરીત, ધૃષ્ટ" એવા શબ્દો વાપરી અયોગ્ય ઠેરવ્યાં છે. અર્થ કે ધ્વનિ ઉંધો કલ્પવો, અને પછી એ ઉંધા કલ્પેલા અર્થને કેંદ્રસ્થાને સ્થાપીને તેને જે જે કવિવચનો પ્રતિકૂલ થતાં લાગે તેને ગાળ દેવી, એ વિવેચનનો સિદ્ધાંત નહીં પણ ટીકાખોરનો વિતંડાવાદ છે. "સનાતન અંધાર"નો મારો રાખેલો ધ્વનિ "પ્રકૃતિનું મૂળ સ્વરૂપ" છે. સનાતન અંધાર એટલે 'પ્રકૃતિનું મૂળ સ્વરૂપ.' સાંખ્યશાસ્ત્રમાં પુરુષ અને પ્રકૃતિ એ બેઉ સનાતન તત્ત્વો છે. દર્શનશાસ્ત્રોના સૌ અભ્યાસીઓને તેમજ પ્રાકૃતજનોને પણ આ વિધાનની ખબર છે. એક બાજુથી વિવેચકો કવિતાની ઉચ્ચતા અને પ્રગલ્ભતાની વાતો કરે, અને બીજી બાજુથી સાચી કવિતાઓની સરલ વાચ્યતામાં જાણે કશું જોવા જેવું કે પેલું નાળિયેર ફોડીને કોપરું ખાવા જેવું હોય જ નહીં,

એમ તેની અવગણના કરીને તેઓ આંખ ફેરવી લે, અને સરલ દેખાતી કવિતામાં રહેલો સાચો ધ્વનિ કવિએ મૂકેલાં સાર્થ વિશેષણોથી ને સહાયકારક અલંકારોથી ઉકેલવા ને સમજવા પ્રયત્ન જ ન કરે, અને આ તો નમાલી, વિચારસમૃદ્ધિ વિનાની કવિતા છે, એવું મતદર્શન પોતે મોટા ન્યાયાધીશ બનીને કરે, એ છેલ્લાં ૩૦-૪૦ વર્ષનાં ઘણાં કાવ્યવિવેચનોનો ઇતિહાસ છે. આધુનિક સુશિક્ષિત કવિઓની કવિતાથી જાણે એવું જ દેખાય છે કે ખૂબ અપરિચિત ને મોટા સંસ્કૃત શબ્દોથી ભરેલી ને અટપટા અન્વય રાખીને લખાયેલી ખરબચડી કવિતામાં જ વિચારસમૃદ્ધિ ને પ્રગલ્ભ કલ્પના સમાયેલી હોઇ શકે, અને ડહોળાં પાણી છાછરાં હોય તોપણ ઉંડાં હોવાનો ભાસ આપે, તેવું જ કવિતામાં પણ ચાલી રહ્યું છે.

"સનાતન અંધાર" કાવ્યને આ "પ્રકૃતિના મૂળ સ્વરૂપ"નું પ્રતીક આપ્યું છે, તે કૂંચીથી એ કાવ્યને ખોલી જોશો, તો પછી એની કડીએ કડીએ જે રસ પૂરતો ભાવાર્થ રાખેલો છે તે યથાર્થ રીતે સમજાશે. પ્રકૃતિનું મૂળ સ્વરૂપ પણ પુરુષ–પરમાત્માના જેવું નિરાકાર ને પવિત્ર છે. પુરુષના ચૈતન્યથી પ્રકૃતિ જાગે ને તેમાં વિકાર ઉત્પન્ન થાય ને સ્થૂળ ઘાટમાં પરિણમે તે પહેલાં પ્રકૃતિનું મૂળ સ્વરૂપ તો નિર્વિકાર અને વિભુના જેવું પવિત્ર જ છે ને હોઇ શકે. "સનાતન" અને "પવિત્ર" વિશેષણોની યથાર્થતા હવે જ સમજાશે. રા. ઠાકોર જો આ કાવ્યની ત્રીજી કડી બરાબર સમજી શક્યા હોત, તો "અંધાર" તે આ દુનિયાનો પ્રત્યક્ષ દેખાતો જ્યોતિવિરોધી અંધાર નથી એમ જરૂર જાણી શકતે. એ કડી આ રહી:

તારી સાથે કંઇ લડતું જણાતું એવું આ દુનિયાનું તેજ;

તે પણ તારા ઉદર મહિં પાક્યું, તું વિણ કાંઇ ન રેજ રે...

આ પ્રત્યક્ષ દેખાતી દુનિયામાં તેજ ને અંધારનાં જોડકાં છે, તે બન્ને એ પ્રકૃતિમાંથી જ ઉપજેલાં છે. આપણને તેજનો વિરોધી જે અંધાર આ દુનિયામાં દેખાય છે તે "સનાતન" નથી. "સનાતન અંધાર" તે પ્રકૃતિ જ છે. તેથી જ ઉપલી કડીમાં કહ્યું છે કે તને અંધારામાનીને તારી સાથે આ દુનિયાનું તેજ લડી રહ્યું છે; પણ એ દુનિયાનું તેજ પણ તારા ઉદરમાં જ પાકેલું છે, તારા વગર આ દુનિયામાં જે બધા ઘાટ દેખાઇ રહ્યા છે તે કોઇની પણ હસ્તી હોત જ નહીં. આ ૩ જી કડીના ભાવાર્થમાં રા. ઠાકોર "સનાતન અંધાર"ને "કેઓસ" (chaos)

એટલે "અભાવ" કહે છે, તે ખોટું છે. Chaos એટલે તો અસ્તવ્યસ્તતા. દેખાતી હલનચલનવાળી સૃષ્ટિ ભાંગી જાય ને તે વેળા જે અસ્તવ્યસ્તતા પ્રવર્તે તેનું નામ "કેઓસ." પણ પ્રકૃતિનું મૂળ સ્વરૂપ તો શુદ્ધ છે, તેમાં કશો વિકાર જ નથી. 'કેઓસ' પણ પીગળી જાય ને તમામ પરમાણુઓ પાછાં નિરાકાર બની જે ગતિહીન સ્થિતિમાં રહે તે પ્રકૃતિનું મૂળ સ્વરૂપ. એ મૂળ સ્વરૂપમાં ચેતનની આંગળી લાગે ત્યારે જ તેમાં ગતિ પેદા થાય અને તે વિકાર પામી તેનાં પરમાણુઓ જુદો જુદો ઘાટ ધારણ કરીને સ્થૂળ પ્રકૃતિ રૂપે પ્રત્યક્ષ થાય. "દર્શનિકા"માં ૧૧૮ મા મુક્તકમાં મેં આ વાત સ્પષ્ટ કીધેલી છે. પણ આ મહાસાક્ષરને મન "દર્શનિકા" તે કાંઇ વાંચવા કે સમજવા જેવી છે? અંગ્રેજીમાં કહેવત છે કે Give a dog a bad name and then hang him એ રા. ઠાકોરનો સાહિત્યમાં નીતિ-સિદ્ધાંત હોય એમ લાગે છે.

હવે આ પ્રકૃતિના મૂળ સ્વરૂપ ઉપરતું કાવ્ય છે એમ એ કાવ્યનો ધ્વનિ સમજાયા પછી અહીં કડીએ કડીનો ભાવાર્થ સમજાવવાની અગત્ય રહેતી નથી. બધું સરળતાથી સમજાઇ જશે. અને રા. ઠાકોરની બધી ટકોરના હાર એમના જ ગળામાં ઓળવાશે. અંધારામાં ગોથાં ખાય તેને તો નહિ સમજાય કે તે ક્યાં છે, પછી તેને બધું અગમ્ય જ લાગ્યા કરે. રા. ઠાકોર બુદ્ધિપ્રાધાન્યના મદમાં ભીંત ભૂલ્યા એટલે પછી અથડાયા જ કરે છે. આ કાવ્યની જે જે કડીપર એમણે ટીકા કીધી છે, તે બધી જ ખોટી છે, તે વાચક હવે જોશે. સનાતન સત્ત્વો જો બેજ હોય, પુરુષ ને પ્રકૃતિ–તો પછી જે આ બધું પ્રત્યક્ષ વિશ્વ પુરુષે પ્રકૃતિમાંથી ઉત્પન્ન કર્યું છે, તે એ પ્રકૃતિમાં જ નથી સમાયેલું તો શેમાં છે? પુરુષ અને પ્રકૃતિનું વેદાંતમાં એક નામ "બ્રહ્મ" છે, અને એ બ્રહ્મમાંથી જ બ્રહ્માંડ ઉપજ્યું છે. તો એ બધી લીલાને આખરે બ્રહ્મના ઉદરમાં સમાતી દેખાડી છે, તેમાં રા. ઠાકોરની રસનાને "અહોહોહો! અધધધ!" એવો આંચકો લાગી ગયો, તે તો એમની પોતાની પેલી નાનકડી પ્રકૃતિને જ કારણે. અને વળી ઉંધે માર્ગે ચઢી ગયેલી બુદ્ધિને આ કાવ્યમાં આત્મહત્યાના બોધનાં પણ દર્શન થયાં છે! થાય જ. ચશ્માના કાચજ કાળા લીધા, પછી બધું કાળું ને જુદા જ રંગનું દેખાયને?

અને ૧૧ મી કડીમાં "અંધાર એજ પ્રકાશ" એ કાવ્યોક્તિએ તો એમના મગજને ચકભમ કરી નાખ્યું છે. આવું બુદ્ધિને વિરોધી દર્શન

કરાવાય જ કેમ ? પણ આ કલ્પના વગરની સ્થૂળ બુદ્ધિનો વાંક પણ શો કાઢવો ? એ સાક્ષર કેમ સમજી શકે કે પોતાની બુદ્ધિને સમજાવી શકે કે આ પ્રત્યક્ષ થતી દુનિયાનું જે સ્થૂળ તેજ છે, તે માયાના જેવું જ ઠગારું છે. અને એ સ્થૂળ તેજમાંથી પણ નીકળી જઇને આખી સૃષ્ટિને આખરે તો એ સનાતન પ્રકૃતિના ઉદરમાં જ પાછી પરમાણુરૂપે સમાઇ જવાનું છે. ત્યારે તો બધા સર્જનનું તત્ત્વ જે પ્રકૃતિનું જ છે, તે તત્ત્વ તો પાછું પ્રકૃતિમાં જ જડશે, એટલે સૌને ખરો પ્રકાશ એ અંધારમાંજ–એ પ્રકૃતિમાં જ મળવાનો, જેનું હતું તેનું જ પાછું બધું થવાનું–એ ભાવાર્થમાં કશું "અધધધ" કરવા જેવું નથી ! બધું પ્રકૃતિમય જ છે. પણ કવિનું જાદુ રા. ઠાકોરની 'અગેય' અને અજ્ઞેય બુદ્ધિથી ઉકેલાય તેમ નથી. આ બધું સ્પષ્ટ કર્યા પછી રા. ઠાકોરની સાક્ષરતાની આ મહાન સાતમી સફળતા માટે આપણે કેટલા "હો હો" 'અ'ની પાછળ અને કેટલા "ધધ" પણ 'અ'ની પાછળ ઉમેરવા કે એમની આ વિવેચના ને સાક્ષરતાની કદર આખું ગુજરાત કરી શકે ? રા. ઠાકોરના હૃદયની અને બુદ્ધિની આ એમના "વિવરણ"માં જે દશા પ્રત્યક્ષ થઇ છે, તેથી ઘૃણા જ આવે છે.

અને એમણે જ આગળથી નાહાબારી પણ શોધીને જે વચનો મારા મુખમાં મૂક્યાં છે તે કેવાં, એમણે આશા પણ નહીં રાખી હોય તેવી રીતે, એમને સાચે જ લાગુ પડે છે કે, હે મહાસાક્ષર ઠાકોર પ્રાધ્યાપક સાહેબ, આ ભવમાં તો કવિતાનો સાચો મર્મ કે પદ્યશાસ્ત્રનું ખરું રહસ્ય આપ નહીં જ સમજી શકશો ! એ સાબિત કરવાનું શું હજીયે બાકી રહ્યું છે ?

## ઉપસંહાર

અને, ગુજરાતના રસિક અને રસજ્ઞ વાચક ! આ અપ્રિય લેખ લખવાની મને ફરજ પડી છે, તે માટે હું પ્રભુની તથા તારી ક્ષમા જ યાચું છું. આ વૃદ્ધ સાક્ષરનું પ્રચારકાર્ય "ખરડયા પગ ગાલીચા સુધી" લંબાયા જેવું થઇ પડયું છે, અને એમની વિપરીત મનોદશાને ઉઘાડી પાડયા વિના હવે છૂટકો જ નહોતો, કેમકે એમણે મારી કાવ્યશક્તિ પર, મારી નીતિ બુદ્ધિ પર, મારા વિવેક પર બહુ શરમભર્યો હુમલો ઉપલા પુસ્તકમાં કીધો છે. એનો પ્રતીકાર જો હું હવે આ ટાણે નહીં કરું તો હું મારા પ્રત્યેની તેમજ ગુજરાતી કાવ્યસાહિત્ય પ્રત્યેની મારી ફરજ-

માંથી ચૂકયો ગણાઉં. રા. ઠાકોરે કયા દરમાં હાથ નાખ્યો છે તે એમને ખબર ન હોય તો તે ધીરે ધીરે પડશે જ. હું એમનાથી એમના વર્ગના વહેંતીયા સાક્ષરોથી દબાઇ જાઉં તેમ નથી. કવિતા વિષયમાં ખોટાં વિધાનો કરીને એ મહાશય ગુજરાતના અનેક નાના મોટા કવિઓ અને સાક્ષરો પર જીવનભર પ્રહાર કર્યા જ કરે છે, અને બીજાઓને પ્રેરણા આપી કરાવ્યા કરે છે, પણ એમણે એ શબ્દયુદ્ધ દીપડાઓ સાથે જ કર્યાં છે. શેરની સાથેના યુદ્ધનો સ્વાદ લેવો હોય તો એ ભલે આવે. હું બધાં સાધનો સાથે તૈયાર છું. આટલી વૃદ્ધ ઉમ્મરે પણ પ્રભુ એમને સદ્‌બુદ્ધિ બક્ષે!

દાદર, પારસી કોલોની, મુંબઇ, તા૦ ૯-૧૦-૧૯૩૯

---

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં નટવરલાલ ઇચ્છારામ દેશાઇ બી. એ.એ છાપ્યું.
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઇ.